

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૨

## જેઠ સુદ ૧૧, ૨૦૬૪

## શ્રીનિર્જલા એકાદશી વ્રત

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુના વિવાહ ઉત્સવની આગમ વધાઇ પાઠવી રહ્યાં છે. સાથેજ શ્રીગંગા દશમી (શ્રીયમુનાજીનો ઉત્સવ)ની પણ હૃદયપૂર્વક વધાઇ. શ્રીગોકુલેશ પાઠશાળાના દ્વિતિય વર્ષ પ્રવેશ અને અમુક નવા વિષય પણ શરૂ કરવા વિચારણા ચાલી રહી છે. શ્રીમહાપ્રભુજીની વાણી સાર્થક થાય તેજ આપણું ધ્યેય છે. અને તેજ વાણી દ્વારા આપણે આપણું જીવન પવિત્ર બનાવીએ, એવું લક્ષ્ય રાખવું જોઇએ.

આ વખતે આપ સૌની સમક્ષ એકાદ પ્રશ્ન મુકવો છે, આપ સર્વ તેનો ઉત્તર દેશો, એવી અભિલાષા. આ કોઇ પરીક્ષા નથી. કેવળ સૌની જીજ્ઞાસા કેમ કરી તૃપ્ત થાય, તે હેતુસર આ પ્રશ્ન મુક્યા છે.

પ્રશ્ન ૧. **બ્રહ્મસંબંધ કેમ લેવું જોઇએ ? અને કોની પાસે લેવું જોઇએ ?**

પ્રશ્ન ૨. **પુષ્ટિમાર્ગમાં સેવા કોની કરવી ?**

પ્રશ્ન ૩. **શ્રીગોકુલેશ પ્રભુની સૃષ્ટિ બહિર્મુખ થશે.. ? એવું કેમ કહેવાય છે ?**

આપણે સૌ આ પ્રશ્નો પર વિચાર પ્રકટ કરીએ, એવી આશા સાથે જૈ જૈ શ્રીગોકુલેશ....

ભાવત્ક

દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા - ૮

# કૃષ્ણની ઝંખના- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

## પુષ્ટિમાર્ગ પ્રચાર અને પ્રસાર:-

પુષ્ટિમાર્ગમાં પ્રચાર અને પ્રસારના ઘણા બધા માધ્યમો આજે ચાલી રહ્યાં છે. લોકો ને ઝંખના છે કે પ્રચાર પ્રસાર થવો જોઈએ, મારો સવાલ છે કે પુષ્ટિમાર્ગમાં શું પ્રચાર થશે અને શું પ્રસાર થશે ? પુષ્ટિમાર્ગમાં પ્રચાર એટલે શું અને પ્રસાર એટલે શું ? આપણે દિવાલો ને રંગીને સ્લોગન મારી દઈએ, છાપાઓમાં છપાવી દઈએ, મુખ્ય ધોરી માર્ગ પર હોર્ડિંગ્સ લગાવી દઈએ, મોટા મોટા બોર્ડ શહેરમાં લગાવી દઈએ ? શું કરીએ ? પ્રચાર થઈ જશે અને આ થતું હોય તો મને વાર્તાઓમાંથી એકાદ પ્રસંગ કાઢીને બતાવી દો તો કાલે તમે ખર્ચો નહિં કરો તો પણ હું મારા ખર્ચે, તમને બે ચાર હોર્ડિંગ્સ તો અહીંયા જ લગાવી દઈશ. બોર્ડમાં વચ્ચે ગોળાકાર સ્ટેજ હોય તેની વચ્ચે **દેવકીનન્દન** બિરાજ્યા હોય અને ચારે બાજુ પ્રકાશ આવતો હોય અને લખાણ હોય કે આવો પુષ્ટિમાર્ગીઓ તમને પ્રકાશ મેળવી આપું એવા બે ચાર હોર્ડિંગ્સ આપણે લગાવી દઈએ. કઈ આપણે એવું કંઈક પ્રચાર અને પ્રસારથી શું કહેવા-કરવાં માંગો છો મને એટલું તો સમજાવો ?

## શ્રીકૃષ્ણ-શ્રીગોકુલેશની ઝંખના છે ! :-

પ્રચાર કરવો છે તો લોકોને પુછો કે શું પુષ્ટિમાર્ગીય છો ? શ્રીકૃષ્ણની ઝંખના છે ? સોક્રેટીસ કરીને બહુ મોટો તત્ત્વજ્ઞાની પશ્ચિમી જગતમાં થઈ ગયો. એ સોક્રેટીસનું કામ શું હતું જાણો છો, એથેન્સના કોઈ એક ચાર રસ્તે જઈને ઊભા રહી અને જે તે વ્યક્તિ સામે મળે તેને ઉંધા ચત્તા સવાલો પુછ્યા કરે. પ્રશ્ન કરી કરીને એટલા હેરાન કરી દેતો કે માણસ ગભરાઈ જાય. બીજા દિવસે બીજા ચાર રસ્તે જાય, ત્રીજા દિવસે ત્રીજે રસ્તે, આમ ફર્યા જ કરતો અને સવાલો પુછ્યા કરતો. માણસો મુંઝાઈ જાય અને ઘરે જઈને વિચાર્યા કરે કે આ બધા પ્રશ્નોનો અર્થ શું છે ? એ સોક્રેટીસને બમ્બલ બી કહેવામાં આવતો. બમ્બલ બી એટલે

ગુણ ગુણ કરતો ભમરો. એટલે હું પણ દાદાજીને વિનંતી કરું છું કે મને પુષ્ટિમાર્ગનો બમ્બલ બી બનાવી દો, જેથી કરીને લોકોને વિચારતા તો કરી દઉ. મારું અહીંયા આવવાનું કારણ પણ પ્રચાર નથી. હું માત્ર તમારા બોર્ડ પર એટલા પ્રશ્નો તમારા એજન્ડા પર મૂકવા માંગુ છું કે તેટલા પ્રશ્ન તમે તમારી જાતને પછી પૂછ્યા જ કરો કે **તમને પુષ્ટિમાર્ગી જરૂરિયાત છે ખરી? તમને શ્રીકૃષ્ણની જરૂરિયાત છે ખરી?** તો આવો આપણા માટે આજ માર્ગ છે, અન્યથા નથી. એટલે આવા બધા પ્રશ્નો આપણને સમજાવિ શકે કે શ્રીમહાપ્રભુની વાત આપણે વિચારવી જોઇએ કે નહિં. વેદ, પુરાણ અને સ્મૃતિના વચન આપણે સ્વીકારવા જોઇએ કે નહીં? ફરી ફરીને અંતે તો ત્યાં હું આવીશ. ચાલો હવે આપણે ભક્તિવર્ધિનીનો પ્રથમ શ્લોક આપણે જોઇએ.

**યથા ભક્તિ પ્રવૃદ્ધાસ્યાત્ તથોપાયો નિરૂપ્યતે ।**

**બીજભાવે દ્રઢે તુ સ્યાત્ ત્યાગાચ્છ્રવણ કીર્તનાત્ ।।**

યથા ભક્તિ: આ શબ્દો છે એટલે જે વસ્તુ હોય તેની વૃદ્ધિ થાય જે વસ્તુ ન હોય તેની વૃદ્ધિ કેવી રીતે થાય? એટલે તેને ઉત્પન્ન ના કરી શકાય તેથી પ્રચાર પ્રસાર રહેવા દો. જેનો બીજ ભાવ દ્રઢ છે, એટલે આવા પ્રચાર પ્રસારને તો બાજુમાં મૂકી દો. નરહરિ સન્યાસી જેવા ને નમન કરો સત્ સત્ નમન કરો, કે હે નરહરિ સન્યાસી આપના જેવા પુષ્ટિમાર્ગીયને સત્ સત્ નમ છે. કેમકે એવો દ્રઢ બીજભાવવાળા હતા, શ્રીમહાપ્રભુજીએ એટલુંજ કહ્યું કે આ બધુ છોડીને નીકળી પડ, તું નીકળી જ જા. તું પુષ્ટિમાર્ગનો સન્યાસી થઇ જા. અને એ વાતને સ્પષ્ટ કરવા માટે માત્ર શ્રીનરહરિ સન્યાસીનું સ્વરૂપ સમજાવવા માટે સન્યાસ નિર્ણય નો વિધાન શ્રીમહાપ્રભુને કરવો પડ્યો. ક્યાંક સન્યાસ નિર્ણયની આજ્ઞા કરી નીકળી જવાની વાત કરી દીધી અને ત્યાર પછીના શબ્દ યાદ કરો ત્યાગા...કીર્તનાત્ , આ શબ્દો મારા તો ઉમેરેલા નથીને....શ્રવણ કીર્તનાત કરી રહ્યાં છે. ભક્તિવર્ધિની આગળની કારીકાનું શ્રવણ કરી લો. **બીજદ્રાઢર્ય પ્રકારસ્તુ .. ગૃહે સ્થિત્વા સ્વધર્મત:**, ત્યાં બીજ ભાવ થઇ ગયો હતો તેથી નરહરિ સંન્યાસીને કહ્યુ કે તમે ત્યાગ કરી શ્રવણ કીર્તના રસ્તે જતા રહો.

**લીલી પરિક્રમા** :-

આજ ત્યાગ અને શ્રવણ કીર્તનાત આ લીલી પરિક્રમાનો મૂળ હેતુ હતો. આજની વ્યવસાયિક લીલી પરિક્રમાઓ માર્ગનું સ્વરૂપ નથી ધરાવતી, યાદ કરી લેજો **ભટકો** વ્રજના સ્થળોમાં શ્રીહરિની લીલાના સ્થળોમાં ભટકો, નિરૂદેશ ભટકો.

બે નિયાજાના હરેક રાહ પે ગુજરા ભી કરો,

(બે નિયાજાના એટલે પ્રયોજન વગર)

શૌકે નજ્જારા ગર ઠહેરાયે તો ઠહેરા ભી કરો

અને જો સુંદર દશ્ય નજર સામે આવી જાય તો ઘડીયાળ પર નજર નાંખ્યા વગર તેનું રસપાન કર્યા કરો કે આ દશ્યનો આનંદ લેજો.

તેથી પ્રયોજન વગર શ્રીહરિના સ્થળોમાં ભટકો. અને શ્રીભગવત્ લીલાઓનું શ્રવણ, મનન, ચિંતન અને કીર્તન કરો. અને એ રીતે ફરતા ફરતા કોઈક એવી ઘટના ઘટી જશે કે જ્યાં જે પરમાનંદની પ્રાપ્તિ કરવા માંગો છો તે સામે આવીને ઉભો થઇ જશે તે વાત શ્રીમહાપ્રભુ ત્યાં બતાવી રહ્યાં છે.

**શ્રવણ, મનન, ચિંતન, કીર્તન**:-

બીજ ભાવે દઢે તું સ્યાત્ ત્યાગાચ્છવણ કીર્તનાત્ ।

બીજ દાઢર્ય પ્રકારસ્તુ ગૃહે સ્થિત્વા સ્વધર્મત: ।।

ત્યાં બીજ ભાવ દઢ હતો અને અહીંયા બીજ ભાવ દઢ બનાવવાનો પ્રકાર બતાવવામાં આવી રહ્યો છે.

......ગૃહે સ્થિત્વા સ્વધર્મત:

અવ્યાવૃત્તો ભજતે કૃષ્ણા:....

..પૂજ્યા શ્રવણાદિભી: ૨

પહેલામાં ત્યાગ પછી પણ શ્રવણ કીર્તન કતું અને જે પરિપક્વ કોટિના છે ત્યાં પણ શ્રવણ, મનન, ચિંતન અને કીર્તન હતા અને આજે બીજ ભાવ દઢ કરવો છે તો અહીંયા પણ શ્રવણ, મનન, ચિંતન અને કીર્તન વગર ચાલવાનું નથી. **વ્યાવૃત્તોપિ હરૌ ચિત્તં, શ્રવણાદૌ યતેત્ સદા...(ભક્તિવર્ધિની)**

દરેક જગ્યાએ શ્રવણાદો તો આવશે જ જે પરિપક્વ અવસ્થા છે ત્યાં પણ શ્રવણ, મનન, ચિંતન અને કથન છે. જ્યાં બીજભાવ દઢ કરવાની અવ્યાવૃત્તિ છે ત્યાં પણ શ્રવણ, મનન, ચિંતન, કથણ છે. અને જ્યાં વ્યાવૃત્તિ સ્થિતિ છે ત્યાં પણ શ્રવણ, મનન, ચિંતન અને કથન છે અને અહીં સુધી રોકાઈ જવાની વાત એટલે કે નરહરિ સંન્યાસી સુધી નહીં રોકાતા કારણ કે એ કોટિમાં તો વિરલ છે જ હજી એના આગળ ગુરુજનની કોટિમાં જાવ **તવ કથાં મૃતમ્ તપ્ત જીવનમ્...**

એ કથાનું શ્રવણ, મનન, ચિંતન અને કથન ક્યાં સુધી થાય છે. શ્રીસુબોધિનીમાં શ્રીમહાપ્રભુ આજ્ઞા કરે છે કે તમારા સ્વરૂપમાં અને તમારી કથામાં શું અંતર છે, તે શ્રીસ્વામિનીજીઓ સ્વયં કહે છે. તો કહે છે કે રસ પિંડ્યો : પ્રવાહી રસ હોય તો તેનું પાન કરી શકાય અને આકાર સહિત હોય નખશિખ હોય તો બસ આટલો જ ફરક તમારામાં અને તમારી કથા પ્રાણ ટકાવી રાખે છે પણ પ્રાણને પરમાનંદ આપી શકતી નથી, તેવી ઝખ મારી ને પણ તમારા સ્વરૂપની આકાંક્ષા રાખીએ છીએ. કારણ તમારી કક્ષાનું તે અમૃત છે. એટલે પુષ્ટિમાર્ગના સૌભાગ્ય શાળીઓ માટે શ્રવણ, મનન, ચિંતન અને કથનનો બીજો કોઈ જ વિકલ્પ નથી. એ શ્રવણ, મનન, ચિંતન અને કથન દેવકીનન્દનની વાતનું નહીં પણ એ શ્રીમહાપ્રભુની વાણીનું અને દશવિધ લીલામૃત શ્રીમદ્ ભાગવતનું એ રસપાન તમારે ત્યાંથી જ કરવું પડશે. મારી વાત તમને યોગ્ય ન લાગતી હોય તો ભલે ગમે ત્યારે કચરાની ટોપલીમાં ફેકી જ દેજો. એ સવાલ નથી. મહત્વની વાત છે કે તમે શ્રીમહાપ્રભુની વાણીનું શ્રવણ, મનન, ચિંતન અને કથન કરી શકો કે નહીં. યાદ રાખજો પુષ્ટિમાર્ગમાં પ્રગતિ સાધવાનું આ એક માત્ર સાધન છે. શ્રવણ, મનન, ચિંતન અને કથન. જેને કીર્તન કહો તે કથન તે બન્ને એકજ શબ્દોના બે નામ છે. કીર્તન એટલે વાદ્ય યંત્રો લઈને કીર્તન કરવાનું જ નામ કીર્તન નથી. આમાં કીર્તન શબ્દ રૂઢ થઈ ગયો છે. કીર્તન નો અર્થ છે **સજાતીય**

**ભાવવાળા સાથે પોતાના સ્વામીનું ગુણગાન એટલે કે સ્વરૂપ, લીલા પરિકરની ચર્ચા કરવી, આસ્વાધ્ન કરવું.** તેથી ઉજ્જૈનમાં બે દિવસ થઇ ગયા, ત્રીજા દિવસે પત્નીએ કહ્યું કે આ બે દિવસના રાજભોગ પણ આવી ગયા હવે તો બહાર નીકળો એ સામર્થ્ય હતું ગુણગાનનું, એનું નામ કીર્તન. કીર્તન ફક્ત પદગાન કે રાગ સહિત પદગાન કરવાનું જ નામ કીર્તન નથી, ઝંખના પૂર્વક, પોતાના પ્રિયની પોતાના સ્વામીની પોતાના પ્રિયની દરેક અદાની સજાતિ સાથે ચર્ચા કરવી. તેથી શ્રવણ, મનન, ચિંતન, અને કીર્તન એની સ્પષ્ટતા કરી લેજો તે પાસાને શ્રીપુરુષોત્તમચરણ બતાવે છે કે તમે ગમે ત્યાંથી સાંભળી આવો કે વાંચી આવો તેનું નામ શ્રવણ નથી. શ્રીગુરુમુખથી દશવિધ લીલામૃત શ્રીગોકુલેશની દરેક અદાને પદના અર્થ ને કે શબ્દ ના અર્થને શ્રીગુરુમુખથી સાંભળવું એનું નામ શ્રવણ, શ્રીગુરુમુખથી જેવી રીતે સાંભળવું છે તેવી રીતે તેને યાદ કરવું તેનું નામ સ્મરણ, પછીથી બુદ્ધિ પૂર્વક ચિંતન કરવું તેનું નામ ચિંતન અને સજાતીય ભાવવાળી વ્યક્તિ સાથે તેની ચર્ચા કરવી તેનું નામ કીર્તન....પણ દરેક જગ્યાએ એક વાત સામાન્ય રહેશે કે જે રીતે શ્રીગુરુમુખતી શ્રવણ કર્યું છે.

આપણા મનના અગડં ભાવ નહીં ચાલે તેથી જ શ્રીમહાપ્રભુનું નામ છે. **શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરૂઃ**, શ્રીમહાપ્રભુજી સાથે દરેક શબ્દના અર્થ સમજી લો. તમારી આધુનિક પત્રિકાઓમાં તથાકથિત જે જ્ઞાન આપવામાં આવી રહ્યું છે તે કશાય કામનું નથી, માત્ર લાભપૂજા સિવાય બીજા કશાની વાત નથી. આ જાણવુ જરૂરી છે. શ્રવણ, મનન, ચિંતન અને કથનનો વિકલ્પ નથી. **શ્રીમહાપ્રભુની વાણીનું શ્રવણ, શ્રીમહાપ્રભુની વાણીનું સ્મરણ, શ્રીમહાપ્રભુની વાણીનું ચિંતન અને શ્રીમહાપ્રભુની વાણીનું કથન. પુષ્ટિમાર્ગીયને માટે શ્રીગોકુલેશ-શ્રીકૃષ્ણની ઝંખના માટે શ્રવણ, મનન, ચિંતન અને કીર્તનનો કોઈજ વિકલ્પ નથી.**

**..શ્રીકૃષ્ણજ મારી ઝંખના છે, માંથી સાભાર..**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## ગુરૂ કેવા

### દિક્ષા-મંત્રગ્રહણ અધિકારી - ૬

ગુરુદેવઃ- ગયાં વખતે આપણે જોયું કે શ્રીપ્રભુ, કેવળ અનન્ય ભક્તિ દ્વારાજ પ્રાપ્ત થાય છે. આવી રીતે ભક્તિ તેમજ તેનાથી પ્રાપ્ત થતું શ્રીગોકુલેશનું સ્વરપ જ્ઞાન તથા તેથી પ્રાપ્ય એવા અક્ષરથી ઉત્તમ છે, તેમજ જ્ઞાનીને તો બ્રહ્મરૂપ થયા પછી પરાભક્તિ પ્રાપ્ત કરવી બાકી રહે છે. આ વાત શ્રીપ્રભુએ શ્રીગીતાજીમાં ઉપદેશી છે કે -

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।

समः सर्वेषु भूतेषु मद्भाक्तिं लभते पराम् ।। १८-५४

અર્થઃ- બ્રહ્મરૂપ થયેલો પ્રસન્ન ચિત્તવાળો, સર્વ પ્રાણીમાં સમદ્દષ્ટિ રાખનાર એવો પુરુષ શોક તથા મોહથી રહિત બની મારી પરાભક્તિને પ્રાપ્ત કરે છે. આ શ્લોકમાં બ્રહ્મરૂપ થયેલા જ્ઞાનીને પરાભક્તિની પ્રાપ્તિ કહી છે. તેમજ પછીના શ્લોકમાં -

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।

ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ।। १८-५५

ભક્તિ દ્વારા અભિજ્ઞાન થવાનું લખ્યું છે તે શ્રીગોકુલેશે પોતાના સ્વરૂપનું જ્ઞાન કહ્યું છે. અક્ષરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન નહિં, કેમકે અક્ષરબ્રહ્મનું જ્ઞાન કહેવાનું હોત તો जानाति એમ કહેત, પણ અહીં, अभिजानाति કહ્યું છે તેથી જ્ઞાનનો વિષય અક્ષરાતીત (અક્ષરથી પણ પર-અતિત) પુરુષોત્તમ જ છે. વળી આ શ્લોકના ઉત્તરાર્ધમાં ततो मां तत्त्वतो ज्ञात्वा એમ मां પદ કહીને સ્પષ્ટ પોતાનું જ સ્વરૂપ જણાવ્યું છે, તેથી જ અભિજ્ઞાનને આગળ ૬૩માં શ્લોકમાં ગુહ્યથી પણ ગુહ્ય કહ્યું છે. તાત્પર્ય કે સર્વત્ર વ્યાપક સર્વવિરૂદ્ધ ધર્મના આશ્રયરૂપ અક્ષરબ્રહ્મનું સ્વરપ બધા જાણતા નથી તેથી તેમાં દ્વૈત અદ્વૈત વિગેરે જુદી જુદી રીતે એક બીજાથી વિરુદ્ધ અભિપ્રાયને કહેનારા વાદો જગતમાં ચાલી રહ્યાં છે ત્યારે અક્ષરબ્રહ્મનું ખરું સ્વરૂપ પણ ગુહ્ય હોવાથી કોઈના સમજવામાં આવતું નથી તો ગુહ્ય પણ ગુહ્ય એવું પરબ્રહ્મ-

પૂર્ણપુરુષોત્તમ-શ્રીગોકુલેશનું સ્વરૂપ ભક્તિ સિવાય બીજા સાધનથી કેમ જાણી શકાય? भक्त्या मामभिजानाति એ શ્લોકમાં અક્ષરબ્રહ્મમાં જ્ઞાનનો ગંધ પણ આવી શકે તેમ નથી. અક્ષરબ્રહ્મનું જ્ઞાનતો પુરુષોત્તમસ્વરૂપમાં અભિજ્ઞાનથી ઘણે નીચે દરજ્જે રહી જાય છે કારણકે ब्रह्मभूतः प्रसन्नात्मा એ શ્લોકમાં લખ્યા પ્રમાણે જીવને અક્ષરબ્રહ્મનું જ્ઞાન થયા પછી તે જીવ બ્રહ્મભૂત થાય છે; ત્યાર પછી કઠોપનિષદ્ અને મુંડકોપનિષદ્માં यमेवैष वृणुते तेन लभ्यः એ શ્રુતિમાં કહ્યાં પ્રમાણે એ પરમાત્મા-પરબ્રહ્મ-પૂર્ણ પુરુષોત્તમ-શ્રીગોકુલેસ આ જીવ મારો છે એમ જે જીવનો સ્વીકાાર કરે છે તેનાથી જ તે લભ્ય છે, તેથી જેના ઉપર શ્રીગોકુલેશનો અનુગ્રહ થાય તેને પરા ભક્તિ પ્રાપ્ત થાય છે અને આ પરા ભક્તિ પ્રાપ્ત થયા પછી ઉપરની શ્રુતિના ઉત્તરાર્ધમાં तस्यैष आत्मा विवृणुते तेनूं स्वाम् જેને શ્રીગોકુલેશ ભગવાન્ આ જીવ મારો છે એમ સ્વીકારે છે તેને પોતાના સ્વરૂપનું દાન કરે છે. આ પ્રકારે અનુગ્રહીત જીવ નેજ પૂર્ણ પુરુષોત્તમનું જ્ઞાન માન્યું છે અને તેનું જ નામ અભિજ્ઞાન છે. એ अभि ઉપસર્ગનું સ્વારસ્ય છે.

એટલે કે અક્ષરબ્રહ્મનું જ્ઞાન થયા પછી શ્રીગોકુલેશનો અનુગ્રહ થાય ત્યારે પરા ભક્તિ થાય અને પરાભક્તિથી પૂર્ણ પુરુષોત્તમ શ્રીગોકુલેશનું યથાર્થ જ્ઞાન થાય છે. એટલે અક્ષરબ્રહ્મના જ્ઞાન કરતાં ભક્તિ ઉત્તમ છે, માટે ભક્તિમાર્ગીય મંત્રોપદેશ લેવાનું જીવમાત્ર ને પ્રાપ્ત થાય છે.

**શિષ્ય**:- તો શ્રીગુરુદેવ! ઉપર આપશ્રીના જણાવ્યા પ્રમાણે જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ ઉત્તમ કહ્યો. તો પછી આ ભક્તિનું સ્વરૂપ શું છે? તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- ભક્તિનું સ્વરૂપ શું છે? ચલ તને શ્રીગુંસાઇજી વિરચિત ભક્તિહંસ ગ્રંથ દ્વારા ભક્તિનું સ્વરૂપ તને સમજાવું. ધ્યાનથી શ્રવણ કરજે, કારણકે જે સમજુતી છે, તેમાં સુક્ષ્મ ભેદ છે, તેથી સમજફેર ન થાય. અને કોઇ શંકા કે સમજણ ન પડે તો પુછી લેવું.

(...ક્રમશ:)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

**ગુરુદેવ**:- સિદ્ધાંત રહસ્ય ગ્રન્થમાં હવે આગળના શ્લોકમાં ભગવાન શ્રીમહાપ્રભુ દ્વારા આપણને આજ્ઞા કરે છે ...

असमर्पितवस्तूनां तस्माद्वर्जनामचरेत्।।४।।

निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः।

અર્થ:- એટલા માટે અસમર્પિત વસ્તુઓનું વર્જન કરવું જોઇએ. (વ્યક્તિએ) નિવેદિત પદાર્થ દ્વારાજ સમર્પણ કરીનેજ સર્વ જીવન વ્યવહાર કરવો જોઇએ. એવી સ્થિતી છે. અહીં સ્થિતી એટલે મર્યાદા. એટલે કે એવી આપણા માર્ગની મર્યાદા છે. અને મર્યાદાનો અર્થ થાય છે કે અનુલંઘનીય આજ્ઞા, જે આજ્ઞાનું ક્યારેય ઉલંઘન ન થાય!

**શિષ્ય**:- શ્રીગુરુદેવ! તો આપણે આ સમર્પણ ક્યાં કરવું? કારણ કે આજકાલ આપણા માર્ગમાં તો અનેક વિદ્ કહેવાતી પુષ્ટિમાર્ગીય હવેલીઓ થઇ ગઇ છે, અને ઘણાં તો એમ પણ કહે છે કે આપણા શ્રીગુરુદેવના શ્રીઠાકોરજીની ટહેલ ચાકરી કરીએ તો આપણું સમર્પણ થઇ જાય. તો અમારે શું સમજવું?

**ગુરુદેવ**:- વાત તારી સાચી છે કે આજ કાલ તો ગણી જગ્યાએ આજના આધુનિક જીવો પોતાનો સમર્પણ કરતાં હોય છે, તેને સમર્પણના કહી શકાય. હવે સમજ. બ્રહ્મસંબંધ વિના તો સર્વ દોષોની નિવૃત્તિ થતી નથી, તેથી **આત્મસમર્પણ** કરવાથીજ આ પ્રાપ્ત થાય છે, અને ભગવાનમાં જેમનું નિવેદન નથી થયું, એવી અસમર્પિત વસ્તુનું વર્જન वर्जन કરવું જોઇએ. શ્રીભગવાન આજ્ઞા કરે છે કે :-

**मत्कथा श्रवणे श्रद्धा मदनुध्यानमुद्धव।**

**सर्वलाभोपहरणं दास्येनात्मनिवेदनम्।।** ११/११/३५

અર્થઃ- હે ઉદ્ધવ ! મારી કથા સાંભળવામાં શ્રદ્ધા રાખે અને નિરન્તર મારુંજ ધ્યાન કરતો રહે. જે કઈએ મળે તે મને સમર્પિત કરે અને દાસ્યભાવથી મને આત્મનિવેદન કરે. (૧૧.૧૧.૩૫) એટલે એમ કે જે કઈએ આપણે કમાઈએ તે સર્વ પ્રભુને સમર્પિત કરવું જોઈએ, અને આપણે શ્રીપ્રભુના ગર્ભદાસ છીએ, તો આપણે દાસ્યભાવ રાખી અને આત્મ-સ્વ નું નિવેદન-સમર્પણ કરવું જોઈએ. આત્મસમર્પણ કરવું જોઈએ.

આત્મ-સમર્પણ. બે શબ્દ છે, એક આત્મ એટલે સ્વત્વનું સમર્પણ. એટલે જે પોતાનું છે, તે નું સમર્પણ થવું જોઈએ. જરા ધ્યાનથી સાંભળજે. આ ખુબજ ગંભીર વિષય છે. હવે તે એમ પુછ્યું કે આત્મસમર્પણ કોને થાય ? શાસ્ત્ર કહે છે કે શ્રીગુરુદેવને ત્યાં જઈને શ્રીગુરુદેવની ટહેલમાં રહેવું. શાસ્ત્રમાં ક્યાંય આજ્ઞા એવી નથી મળતી કે શ્રીગુરુદેવના શ્રીઠાકોરજીની ટહેલમાં રહેવું. શ્રીમહાપ્રભુજી એક અન્ય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે સમર્પણ તો પોતાના તન અને ધનથી જ થાય અને એ પણ ગૃહે-સ્થિત્વા..પોતાના ઘરમાં રહીનેજ થાય. એટલે આવી શંકા કરવી નહીં. અને આજે જે પણ આવી ક્રિયાઓ કરી રહ્યાં છે, તેમને જઈને એ પુછવું જોઈએ કે શું તેમને પોતાનું આત્મસમર્પણ હવેલીઓમાં કર્યું છે તો શું પોતાનું જીવન નિર્વાહ પણ ત્યાં જ રહી ને કરે છે ? બધાંજ ના કહેશે. દરેક અમુકજ ઉત્સવ કે પ્રસંગ પર પોતાનું કહેવાતું આત્મ-સમર્પણ હવેલીઓમાં કરે છે. પણ શું તેજ હવેલીમાં જીવન નિર્વાહ કરે છે ? ના, એવું તો થતું હશે. તો પછી પોતાનું ઘર છોડી દેવું પડે. અને કોઈ પણ પોતાનું ઘર છોડશે નહીં.

હવે વર્જનની જે આજ્ઞા આવે છે તે વર્જન શબ્દને આપણે સમજીશું. વર્જન શબ્દ વૃજિ ધાતું માંથી બનેલ છે. વર્જન શબ્દનો અર્થ થાય છે સંસર્ગ ન રાખવું. સંબંન્ધ વિનાનું. સંસર્ગ રહીત. એટલેજ અસમર્પિત વસ્તુઓને ભગવાનને સમર્પિત કર્યા વગર સ્વયં માટે તે વિનિયોગ ન કરવો જોઈએ. હવે જ્યાં સૂધી પ્રારબ્ધ વગેરેનો પ્રશ્ન છે, તો, કેમકે પ્રારબ્ધ વર્તમાનને અસર કરે છે, વર્તમાનથી સંબંધિત છે, તેથી (વર્તમાનમાં) જે વસ્તુ પ્રત્યક્ષ છે, તે તમામ વસ્તુઓનો સંયોગ અથવા સ્પર્શ ન થવાથી સંયોગજ અને સ્પર્શજ દોષ ઉત્પન્ન નથી થતાં. એટલે કહેવાનો અર્થ એ છે કે બધીજ પ્રત્યક્ષ વસ્તુઓનો (ભગવદર્થ) સંપાદન વગર સંયોગજ અને સ્પર્શજ દોષ ઉત્પન્ન થતાં નથી. એવા તે પ્રારબ્ધાદી ના દ્વારા સંપાદિત

અસમર્પિત સામગ્રીજ દોષોત્પન્ન કરે છે, ન કે સમર્પિત, કારણ તે ભગવદીય છે, ભગવદ્ સન્મુખ હોવાથી. તેથી અસમર્પિત સામગ્રીના અસંસર્ગથી સંયોગજ અને સ્પર્શજ દોષનો સંશ્લેષ નથી થતું, તેથી આ પ્રકારના દોષોનો પણ વરણ બતાવ્યો છે.

<u>શિષ્ય</u> :- શ્રીગુરુદેવ! આપશ્રીની વાત તો ગળે ઉતરી કે કાલાદિક દોષોની નિવૃત્તિ આ પ્રકારે થઇ જાય છે, છતાં એક શંકા થાય છે. જે પણ પ્રારબ્ધ ને કારણે જે આ દેહની પ્રાપ્તિ થઇ છે, તેનો નિર્વાહ કરવો અનિવાર્ય બની જાય છે. અને એવી પરિસ્થિતિમાં દેહાદિનો નિર્વાય, ભગવદીય અન્ન (ભગવદ્ પ્રસાદી) દ્વારાજ કરવો જોઇએ. એવું કરવા પર સ્વયંના સ્વામી (શ્રીપ્રભુ)ની વસ્તુ નો ભોગ કરવાથી, ભો ગ્રહણ કરવાનો દોષ સેવામાં પ્રતિબન્ધ બને છે, કારણ કે તે તો ભગવન અન્ન છે. તો પછી આ દોષની નિવૃત્તિ કેવી રીતે સંભવ બને? કારણ કે જેને આપણે દેવ-દ્રવ્ય ઉપાર્જીત અન્ન છે. તો દેવ-દ્રવ્યનો ઉપભોગનો દોષ છે, તો તેની નિવૃત્તિ કેવી રીતે સંભવે? આપ કૃપા કરી સમાધાન કરશો?

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## ॥ મંગલાચરણ ॥

..ગતાંકથી આગળ

પ્રથમ શ્લોક શ્રીમહાપ્રભુજીને વન્દનનો છે, જે આપશ્રીના દ્વિતિય આત્મજ શ્રીગુંસાઇજીએ રચ્યો છે.

નવરત્ન ગ્રંથ પરની આપશ્રીની નવરત્નપ્રકાશ નામની ટીકાના પ્રારંભમાં મંગલાચરણ રૂપે શ્રીગુંસાઇજીએ રચ્યો છે.

બીજો શ્લોક પણ શ્રીગુંસાઇજી પ્રભુચરણની રચના છે. તે પણ આપશ્રીની નવરત્ન પ્રકાશની ટીકામાં છે, અને તે શ્રીમહાપ્રભુજીના જ્યેષ્ઠાત્મજ અને શ્રીગુંસાઇજીના અગ્રજ

પૂજ્ય શ્રીગોપીનાથ પ્રભુચરણને વંદન કરતાં શ્રીગુંસાઈજીએ રચ્યો છે. આ મંગલાચરણને આપણે શ્રીગુંસાઈજીને પણ વંદનરૂપે આપણે જાણીએ છીએ.

ત્રીજા શ્લોકમાં બ્રહ્મસંબંધ દાતા શ્રીગુરુદેવને વંદન છે. આ શ્લોક આપણા વૈદિક ધર્મની પરંપરામાં કોઈક શાસ્ત્રકાર દ્વારા રચાયેલો છે.

ચોથો અને પાંચમો શ્લોક શ્રીમહાપ્રભુજીને દશમ સ્કંધના શ્રીસુબોધિનીજીના લેખન ના પ્રારંભમાં મંગલાચરણરૂપે લખેલ છે. જેના પ્રથમ શ્લોકમાં દશમસ્કંધનો અર્થ નિરોધલીલા છે એનું સૂચન છે. અને બીજા શ્લોકમાં દશમ સ્કંધના પ્રકરણ અને પ્રકરણોના અર્થનું સુચન છે. દશમસ્કંધમાં બિરાજતી ભગવદ્‌લીલા શ્રીમહાપ્રભુજી એમના હૃદયમાં સદાય અનુભવે છે. અને એ રહસ્ય શ્રીમહાપ્રભુજી એ ત્યાં પ્રગટ કર્યું છે.

છઠ્ઠો શ્લોક સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણને વંદન છે, જે આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વાર ની દિવ્યતા ને પ્રગટ કરે છે.

સાતમો શ્લોક આપણા અલૌકિક ગુરુદ્વાર શ્રીચતુર્થ પીઠને વંદન કરે છે.

આઠ, નવ અને દશમો શ્લોક આપણા શ્રીગુરુદેવ વર્તમાન પીઠાધીશ્વર પૂજ્યચરણ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી) ને વંદન છે.

અને અગિયારમો શ્લોક તે આપણા શ્રીપુષ્ટિ પ્રભુ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) ને વંદન છે.

આમ કુલ મંગલાચરણના ૧૧ શ્લોકમાં પ્રથમ ત્રણ શ્લોક શ્રીમહાપ્રભુજી, શ્રીઉભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી અને શ્રીગુંસાઈજી અને દીક્ષાદાતા શ્રીગુરુદેવને વંદન છે, સાથેજ દ્દઠ્ઠો શ્લોક તે આપણા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુને વંદન છે. આ શ્લોકો શ્રીગુરુચરણને વંદન કરવા માટેના શ્લોક છે. ચોથો, પાંચમો અને અગિયારમો શ્લોક શ્રીઠાકોરજી શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ને વંદન કરવાના શ્લોક છે. આપણે જાણીએ છીએ કે દાન કરતા દાન આપનાર (દાતા) મોટા છે. દાતા છે તોજ દાન છે. એટલેજ શ્રીમહાપ્રભુજી, ઉભય પ્રભુચરણ (શ્રીગોપીનાથજી, શ્રીગુંસાઈજી), સર્વદા સેવ્ય દાદાજી

શ્રીગોકુલેશ પ્રભુચરણ, આપણા વર્તમાન પીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીગુરુદેવ અને આપશ્રીના આત્મજ, તે દાતા છે, અને શ્રીગોકુલેશ તે દાન છે. એટલે પ્રથમ દાતાને વંદન પછી દાન ને વંદન.

એક કવિ કબિરજી પણ પોતાના દોહામાં લખે છે કે

ગુરુગોવિંદ દોનો ખડે, કાકે લાગુ પાય,

બલિહારી ગુરુદેવકી જાને ગોવિંદ દિયે દિખાય...

માટે શ્રીમહાપ્રભુજી, ઉભય પ્રભુચરણ (શ્રીગોપીનાથજી, શ્રીગુંસાઈજી), સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ, આપણા વર્તમાન પીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીગુરુદેવ અને આપશ્રીના આત્મજ ને પ્રથમ વંદન કરીને પછી શ્રીઠાકોરજીને વંદન કરીએ છીએ.

આ પરંપરા મંગલાચરણના એકાદશ શ્લોકમાં જોવા મળે છે. અને પ્રથમ પાંચ શ્લોક તે અનુષ્ટુપ છંદમાં છે. વેદમાં જે જે છંદોનો પ્રયોગ થયો છે તે બધા વૈદિક છંદ કહેવાય છે, અનુષ્ટુપ પણ એમાનો એક છંદ છે. વાલ્મિકી રામાયણના રચયિતા મહર્ષિ વાલ્મિકી ને પણ કૌચ યુગલ પૈકીના નરને પારધીના બાણથી મરતુ જોઈ જે શ્લોકનો ભાવ જન્મ્યો હતો તે તેમણે સહજ રીતે અનુષ્ટુપ છંદમાં વ્યક્ત કર્યો હતો. આમ જે વૈષ્ણવ પોતાના હૃદયમાં શ્રીપ્રભુને મળવા માટે જે તાપ-ક્લેશનો ભાવ રાખે છે, એ ભાવ વ્યક્ત કરવા માટે અનુષ્ટુપ છંદ એ સૌથી ઉત્તમ માધ્યમ છે.

મંત્ર શાસ્ત્રના નિયમાનુસાર દરેક મંત્રને એનો છંદ હોય છે, અને મંત્ર જપ કરનારે એ મંત્રનો છંદના લય પ્રમાણે એ મંત્રનો જપ કરવો જોઈએ, તોજ એ મંત્ર ફળ આપે છે.

મંગલાચરણ ના આ એકાદશ શ્લોકો આપણા માટે મંત્ર સમાન છે. શ્રીમહાપ્રભુજી, અને શ્રીગુંસાઈજીની વાણી હોવાથી વેદવાણી તુલ્ય છે. એટલે જ્યારે આપણે આ શ્લોકોનો પાઠ કરીએ ત્યારે અનુષ્ટુપ છંદના લયમાં તેનો પાઠ કરવાથી મંત્ર પાઠનું ફલ ભગવદ્ પ્રાપ્તિ અવશ્ય મળશે. પણ આપણને પ્રશ્ન થાય કે અનુષ્ટુપ છંદ એ કેવી રીતે સમજવો? અને કેવી રીતે લયમાં મંત્રોચ્ચાર કરવો? તો તેના સમાધાનમાં આપણા અલૌકિક

ચતુર્થદ્વારથી ધ્વનિઅંકિત આપણા શ્રીગુરુચરણ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી અને આપશ્રીના આત્મજ પૂજ્યચરણ શ્રીવિઠ્ઠલરાયજી બાવાશ્રીના સ્વરબદ્ધ નમોડસ્તુ ધ્વનિઅંકિત કેસેટ ઉપલબ્દ છે, તેના દ્વારા આપણે આ છંદને સમજી શકાશે. તો તેનો અવશ્ય આસરો લેવો.

(...ક્રમશ:)

સંકલન: રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- આ દ્વિરેખ-દંડાકાર તિલક જ પુરાણોમાં હરિમંદિરાકાર પણા વડે બતાવેલું દેખાય છે. ત્યાં આજ્ઞા કરે છે કે તિલક તો નામના મૂળથી આરંભીને લલાટની ટોચ સૂધી કુંકું વડે કરે, વચ્ચે જગ્યા ખૂલી રાખે, તે જગ્યા તે હરિમન્દિર છે. એવી આજ્ઞા સ્કન્ધ પુરાણમાં કહ્યું છે. વળી લલાટ પ્રદેશમાં ઊભી બે રેખાવાળું તિલક કે જે શ્રીહરિમંદિર છે તે કીર્તિરૂપ તિલક ને ધારણ કરતાં એમ શ્રીગોકુલેશ પ્રભુના સ્વરૂપ વર્ણનમાં પ્રચિન લેખકારોએ આલેખ્યુ છે. (શ્રીમહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરેલ છે અને જે દ્વિરેખ દંડાકાર ઉપર આક્ષેપ કરનાર ચિદ્રૂપને જીતીને તિલકની રક્ષા કરવાથી આ દ્વિરેક દંડાકાર તિલક જ શ્રીગોકુલેશ પ્રભુના યશરૂપ છે). પ્રચિન લેખકારો એમ આલેખે છે કે વચ્ચે બે ભાગ (વિભાગ) કરવા તે માર્ગ રાખવો તે ઉત્તમ કૃતિનો વિષય હોવાથી વસ્તુ શક્તિ દ્વારા કાર્યાર્થ નો નિશ્ચય થતાં તે (મંદિરાકાર)નો નિશ્ચય તત્પ્રખ્ય (તે કહેવાથી તે કહેવાય છે) તે ન્યાય વડે થાય છે. એટલે ઊભી બે રેખાઓથી દ્વિરેખ-દંડાકારનો નિશ્ચય થતાં તે બન્ને રેખાઓનો મધ્ય ભાગ તે શ્રીહરિમંદિર છે. આવા આપણને શાસ્ત્રોમાંથી અનેક ઉદાહરણો પ્રાપ્ત થાય છે કે દ્વિરેક-દંડાકાર તિલક તે શાસ્ત્રોક્ત છે, શાસ્ત્ર ને અનુસરનારુ છે. કોઇ કપોલ કલ્પના નથી. અને જે આટલું જાણી ને પણ જો એમ કહે કે આ દ્વિરેક-દંડાકાર તિલક શાસ્ત્ર સિદ્ધ નથી, તો તેમનાથી મોટો બહિર્મુખ કોઇ નથી.

એક મહાનુભવ જીવને ઈચ્છા થઈ ગઈ કે તે પુષ્ટિમાર્ગ માટે કંઈક કરે. તેથી તેમને અનેક ઠેકાણેથી વિષયો શોધીને પુસ્તક છાપી લીધું. અને અનેક શ્રીવલ્લભકુલ બાલકોના આશિર્વચન પણ લઈ આવ્યા. પણ તે જીવે જ્યારે દ્વિરેક-દંડાકાર પર શંકા કરી. પણ જેમને પુષ્ટિમાર્ગમાં કંઈક કરવાનું ધૂણ સવાર હોય, તે તો માર્ગમાં પ્રાચિનો દ્વારા પ્રકાશિત પુસ્તકો નો સહારો કે અભ્યાસ કરવાનું ભૂલી જાય છે. એવું આપણા તિલક વિશે બન્યું. આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વાર ના એક પરમ વિદ્વાન એવા વિરપુર નિવાસી શ્રીબાલમુકુન્દ પુરાણીજીએ દંડાકાર દિવાકર નામક પુસ્તક પ્રકાશિત કર્યું. અને તે પુસ્તકના પ્રકાશનના લગભગ ૪૦ વર્ષ બાદ આ જીવે પુસ્તક છાપી. પણ પછી તે જીવ ઉલ્લેખ કરે છે કે દંડાકાર તિલક ક્યાંથી આવ્યો તે અમને સમજ નથી પડતી. પણ જ્યારે દંડાકાર વિશે સ્વયં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે, અને તેની ઉપર શાસ્ત્રોક્ત સ્પષ્ટિકરણ આ પુરાણીજીએ પુસ્તક રૂપે પ્રકટ કરી છે, તો પછી કોઈ શંકા રહેતીજ નથી. અને આપણે સૌ શ્રીગોકુલેશ પ્રભુના અનુયાયીઓ પણ શ્રીદાદાજીના સમયથી આજ તિલકને અનુસરતાં આવીયા છીએ. તો તે કેમ કલ્પિત હોય ? આવું કહેનાર શ્રીમહાપ્રભુના વચનોનેજ ખોટા કરી રહ્યાં છે.

સ્કંધ પુરાણ, પદ્મપુરાણ, વગેરે અનેક શાસ્ત્રો દ્વિરેખ-દંડાકારને શુદ્ધ માને છે. અને યોગ્ય માને છે. વધુ પદ્મપુરાણમાં આજ્ઞા આવે છે કે *શ્રીહરિના શ્રીચરણના આકૃતિવાળું ઊભું તિલક અન્તરાલ સહિત અર્થાત્ બન્ને રેખાઓ એક બીજાથી દૂર હોય તેમ વચ્ચે વિભાગ વડે સમ્બન્ધવાળું અર્થાત્ મૂળથી ટોચ સુધી છૂટું કરે છે તે શ્રીહરિમંદિર જાણો.* ઊભા તિલકમાં શ્રીચરણાકાર અને શ્રીમંદિરાકારનો એમ બે ભાવ છે, શ્રીહરિપદાકૃતિ - શ્રીહરિના શ્રીચરણની આકૃતિવાળું એ શબ્દના સામર્થ્યથી ચરણાકારપણું સિદ્ધ થતાં તેને જ મંદિરાકૃતિ કરવી તે વિલક્ષણતા બતાવે છે, તે વિલક્ષણતા પણ શ્રીપ્રભુનાં બન્ને શ્રીચરણની આકૃતિ સરખી આકૃતિવાળું, એમ સ્પષ્ટ દ્વિરેખ-દંડાકારનેજ કહે છે.

**ચંદનમાસી** :- પણ મુકુન્દદાસ, તમે પહેલાં જેમ અમને સમજાવ્યું હતું કે દ્વિરેખ-દંડાકારના મૂળમાં એટલે કે નાસિકા પાસેથી જ્યાં દ્વિરેખ શરુ થાય, ત્યાં સિંહાસન કરવું, તો તે સિંહાસન કેવી રીતે બનાવવું ?

<u>**મુકુન્દદાસ**</u> :- ચંદનબેન, તમારી વાત વિચારવા યોગ્ય છે. આપણે જ્યારે દ્વિરેખ-દંડાકાર તિલક કરીએ છીએ, ત્યારે તેનો મૂળમાં આધાર પણ હોવો હોઈએ. અને તે આધાર રાખવા માટે આપણે સિંહાસન પણ કરવું પડે. તેથી મૂળમાં શ્રીચરણામૃતની રજ વડે સિંહાસનાત્મક આડી રેખા કરવારૂપ સંયોગ પણું થાય છે.

<u>**રસિકભાઈ**</u> :- પણ મુકુન્દદાસ, આજકાલ તો ઘણાં એવું તિલક કરે છે ઊર્ધ્વપુંડ્ર તિલક કરે અને મૂલ તો જોડેલું હોય, પણ પછી તે મુળથી લગભગ થોડું ઉપર એક આડી રેખા કરે છે, તો શું આપણે તેવું કરવું જોઈએ ?

<u>**મુકુન્દદાસ**</u> :- આ જે મૂળથી અલગ જે આડી રેખા કરે છે, તે શાસ્ત્રોક્ત નથી. પદ્મપુરાણ આનું કોઈ પણ પ્રકારે પુષ્ટિ નથી કરતી. કે અન્ય કોઈ પણ શાસ્ત્રીય ગ્રંથો આનું કોઈ પણ પ્રકારે ઉલ્લેખ નથી કરતાં. આ તો કેવળ પોતાની મન-કલ્પના છે. આપણે તિલકને શ્રીહરિની ચરણાકૃતિ માનીએ છીએ. અને ઘણાં તો ઊર્ધ્વપુંડ્ર કરે અને પછી ગોલ ગોલ કુંડાળા બનાવે, જ્યારે તેમને પુછીએ, તો તે કહે કે આ તો શ્રીપ્રભુના શ્રીચરણારવિંદમાં છિદ્ર છે. બોલો, શ્રીપ્રભુના શ્રીચરણારવિંદમાં ક્યાંથી છિદ્ર આવ્યા ? શ્રીપ્રભુના જે ષોડશ ચિન્હો શ્રીચરણારવિંદમાં છે, તેમાં પણ આવા કોઈ પણ છિદ્રો નથી. તો આજકાલ આવું લોક-દેખાવનું આ પરિણામ છે. તેને આપણે શાસ્ત્રોક્ત તિલક માની ન લેવાય.

એક અન્ય સ્થળે આપણને આવી આજ્ઞા મળે છે કે *ઊભા તિલક (દ્વિરેખ દંડાકાર)ના વિશાળ, અત્યન્ત મનોહર અને અવકાશ સહિત મધ્ય ભાગમાં લક્ષ્મીજી સહિત શ્રીહરિ બિરાજે છે.*

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। બહિર્મુખનિરૂપણમ્ ।।

*નોંધ :- આજકાલના ઘણા એવા મહાનુભાવોને શ્રીચતુર્થગૃહના સેવક-સૃષ્ટિને બહિર્મુખ કહેવામાં આનંદ આવે છે, કારણ કે માર્ગનો અભ્યાસ અપૂર્ણ છે. પણ જ્યારે શ્રીહરિરાયજી તો આ ગ્રંથ દ્વારા સ્પષ્ટ કરી દે છે કે આપણે શ્રીચતુર્થગૃહના સેવકો તો સન્માર્ગી છીએ. કારણકે આપણે કેવળ શ્રીગોકુલેશને નિત્ય ભજન કરીએ છીએ. શ્રીગોકુલેશ પ્રત્યે આપણો સમર્પણનો ભાવ તે અખંડિત છે, અને માર્ગમાં કેવળ શ્રીવલ્લભ-વિઠ્ઠલ-શ્રીવલ્લભ, એજ નેમ સદાય રાખીએ છીએ. અન્યના કરતાં આપણે જે જાહેરમાં થતાં પ્રભુ વિક્રયમાં આપણે સહભાગી થતાં નથી. તેવા માટે આપણે બહિર્મુખ, પણ શ્રીગોકુલેશ પ્રત્યે સન્મુખ છીએ. એજ આ ગ્રંથ પુષ્ટ કરે છે. અહીં શ્રીગોકુલેશની સૃષ્ટિ બહિર્મુખ એમ જ્યારે જે આજના મહાનુભાવો કહે ત્યારે તે ૭૮ ભગવદીયોનો અપરાધ કરે છે, અહંકાર મદથી. જુઓ ત્રીજો શ્લોક, આજ વાત સમજાવી રહ્યાં છે. ચોથો શ્લોક પણ જો સમજુ હશે તેને સમજાઈ જશે કે આ કોની ઉપર ની આજ્ઞા કરી છે. કારણકે આજે તો અહીંથીજ કુલપરંપરા વિરુદ્ધ આચરણ થઈ રહ્યું છે.*

### ગ્રંથારંભ

धने गृहे यदासक्ताः सेवकाः सम्भवन्ति हि ।

लाभपूजार्थयत्नाश्च तदा स्यात् रूपितो हरिः ।।१ ।।

ધનમાં અને ઘરમાં (સંસાર)જ જ્યારે સેવકો આસક્ત થઇ જાય, લાભ અને પૂજાવા માટેના પ્રયત્નો કરે, ત્યારે શ્રીહરિ કોપે છે. સેવકોનો મુખ્ય કર્તવ્ય એ છે કે પોતાના સ્વામીને રીઝવવા દરેક પ્રયત્ન કરવો, એની આજ્ઞામાં જ તત્પર રહેવું, એની ઈચ્છાને સદા

અનુકૂલ બનવું. એવી જ રીતે જીવો પણ પ્રભુના સેવકો છે. એઓનું મુખ્ય કર્તવ્ય શ્રીપ્રભુની સેવા છે. સેવામાં લેશ પણ ન્યૂનતા ન આવે, તેમજ જે પ્રભુની સેવાનો અધિકાર પોતાને પ્રાપ્ત થયેલો છે તે પ્રભુ કોટિબ્રહ્માંડનાયક, પરાત્પર, પુરૂષોત્તમ શ્રીગોકુલેશ છે એનો ખ્યાલ સદાય મનમાં રહેવો જોઈએ. જ્યારે સર્વ દુઃખહર્તા શ્રીપ્રભુને પોતાનું જે કાંઈ કહેવાતું તે સર્વ સમર્પી દીધું અને દાસ્યધર્મનો સ્વીકાર કર્યો ત્યારે એનો પોતાના સ્વામીને દરેક રીતે રીઝવવા-પ્રસન્ન કર્યા સિવાય બીજો ધર્મ શો હોઈ શકે ? વાસ્તવિક સ્થિતિ એવી જ છે, છતાં જો સેવકો ધનમાં - ધન એકઠું કરવામાં કે ઘરબાર પુત્ર પરિવારમાં આસક્તિવાળા (સંસારાસક્તિ) બની જાય, પોતાના દાસ્યધર્મને તિલાંજલિ આપી દે, પ્રભુની મહત્તા વિસ્મરી જાય, સ્વકર્તવ્યને સ્વાર્થવેદી ઉપર હોમી દે તો પ્રભુ એના ઉપર કોપે એમાં આશ્ચર્ય શું ? જીવ-સેવક સ્વતાઃ અનેક દોષોથી દુષ્ટ છે, પ્રભુએ એના દોષોનો વિચાર ન કરતાં એને પોતાનો સેવક બનાવ્યો, એને ઉચ્ચ અધિકાર આપ્યો, પરંતુ પ્રભુની એ દયાળુતા અને પોતાની પહેલાંની સ્થિતિ વગેરે બધું ભૂલી જઈને પોતાના લાભનો અને પોતે પૂજાવાનો પ્રયત્ન-પ્રયાસ કરે તો પ્રભુ એના ઉપર કોપ કરે તો એ કાંઈ આશ્ચર્યકારક ગણાય નહીં. શ્રીહરિરાય ચરણ આજ્ઞા કરે છે કે જીવ જ્યારે પ્રભુ તરફ એવી રીતે બેવફા નિમકહરામ બને છે ત્યારે પ્રભુ એના ઉપર કોપાયમાન થાય છે. ૧

भक्तिमार्गं परित्यज्य शिश्नोदरकृतोद्यमाः ।

असुरावेशिनो दासास्तदोदास्यं भवेद्धरेः ।। २ ।।

ભક્તિમાર્ગનો પરિત્યાગ કરીને માત્ર જનેન્દ્રિય અને ઉદરની તૃપ્તિ માટેના જ ઉદ્યમને આદરનારા, આસુરાવેશી દાસો બને છે ત્યારે શ્રીહરિ ઉદાસીન થાય છે. જ્યારે દાસ-સેવક પ્રથમ શ્લોકમાં વર્ણવેલી કક્ષાથી પણ હીન કક્ષામાં જાય છે ત્યારે તો પ્રભુએ તરફ જોતા જ નથી. જ્યારે ભક્તિમાર્ગમાં પણ રહે નહીં, એનો સર્વાંશે ત્યાગ કરે, માત્ર આહાર-નિન્દ્રા-ભય-મૈથુન એજ ઉક્તિ પ્રમાણે માત્ર પશુવૃત્તિને જ પોષે ત્યારે તો પ્રભુ એના ઉપર કોપ કરીને એને ઠેકાણે લાવવાનું પણ કાર્ય કરતાં નથી. એનાથી તદ્દન બેદરકાર રહે છે, એ સેવક જેવી રીતે વર્તવા ઇચ્છતો હોય તે પ્રમાણે એને વર્તવા દે છે,

કેમકે એણે માર્ગની મર્યાદા સહેજ પણ રાખી નથી, પણ એનો ત્યાગ કર્યો છે અને આસુર ના સંગમાં અભિરુચિ થવાથી એને આસુરાવેશ થયો. એવા તદ્દન વિપરિત આચરણ કર નાર જીવ પ્રત્યે ઉદાસીનવૃત્તિ વિના બીજું પ્રભુ શું કરે ? ૨

अहङ्कारेण कुर्वन्ति यदा महदतिक्रमम् ।

निजा अपि तदा कृष्णः कुष्यति स्वजनप्रियः ।। ३ ।।

જ્યારે અહંકારથી મહાન પુરુષોનો અપરાધ કરે છે, તે પણ પોતાના થઇને, ત્યારે સ્વજનવત્સલ પ્રભુ કોપે છે. પ્રભુના દાસ્ય જેવો ઉત્તમ પદાર્થ યોગ્યતાના અભાવે મળી ગયો અને પછીથી થયો અહંકાર અને એમાં આંધળા બનીને મહાન ભગવદીયો (૮૪, ૨૫૨, ૭૮) ને પણ ગણ્યા નહીં, તો શું પ્રભુ એના ઉપર રાજી રહેશે ? ક્યારેય નહીં. પ્રભુ નો અપરાધ તો કોઇપણ ઉપાયે નિવૃત્ત થઇ શકે છે, પરંતુ મહાનુભાવી ભગવદીયોનો અપરાધ ક્યારેય નિવૃત્ત થતો નથી. મર્યાદામાર્ગમાં પણ નલ-કુબેરાદિએ સ્વાધિકારના ગર્વથી નારદ વગેરેનું કરેલું અપમાન અને એનું પરિણામ પુરાણોમાં પ્રસિદ્ધ છે. એવીજ રીતે ભક્તિમાર્ગમાં પણ ભગવદીયોનો અપરાધ મહાભયંકર ગણવામાં આવ્યો છે. એ અપરાધ કરનાર ઉપર પ્રભુ કોપે છે. પોતાના જ દાસ થઇને પોતે જ જેમને અનુગ્રહ-માર્ગ ની ઉચ્ચ અવસ્થામાં સ્થાપિત કર્યા છે તેવા મહાન ભક્તોનું અપમાન કરે તો પોતાના જન જેને અત્યંત પ્રિય છે તેવા પ્રભુ ગુસ્સે થયા વિના રહેતા નથી. એક તો એ દાસ પણ પોતાનો છે, અને માટે જ એ પ્રિય હોવો જ જોઇએ, અને મહાનુભાવી ભગવદીયો પણ સ્વદાસ હોવાથી પ્રિય છે, તેથી બન્નેના શ્રેયની ક્ષતિ ન થાય માટે પ્રભુ સ્વકોપથી દાસને અપરાધની શિક્ષા દે છે. ૩

यदा महत्कुलोद्भूतास्त्यजन्ति कुलगां गतिम् ।

तदा तु तत्कुलस्वामी क्रोधमेति न संशयः ।। ४ ।।

જ્યારે મોટા કુલમાં પ્રકટ થયેલો પણ પોતાના કુલને યોગ્ય ગતિ ત્યજી દે છે ત્યારે એ કુલના સ્વામી ક્રોધ કરે છે, એમાં કાંઇ સંશય નથી. જ્યારે પ્રભુએ જે કુલનો ઉત્તમોત્તમ અધિકાર સ્થાપન કર્યો અને એ કુલમાં પ્રકટ થઇને જો પછી એ કુલના મહાન દરજ્જાને જ છાજતી વર્તણૂક ચલાવે તો એ કુલનું સર્વસ્વ-એના નાથ એ કુલમાં પ્રકટ થયેલા ઉપર કોપે એમાં સંશય શો ? ૪

अन्विष्यतां हि सर्वत्र न क्वापि सुपरिस्थितिः ।

न वा निजाचार्यनिष्ठा न वा दैन्यं हरेः परम् ।। ५ ।।

બધાં માર્ગો શોધી લ્યો, કોઇપણ સ્થળે સન્માર્ગની ઝાંખી પણ હવે થવી મુશ્કેલ છે. કલિના દોષમય વાતાવરણથી આવૃત્ત થયેલા હૃદયોથી વ્યાપ્ત સ્થળોમાં સારા ઉત્તમ માર્ગની સ્થિતિ કેમ હોઇ શકે ? જ્યારે એવા માર્ગના દર્શન દુર્લભ થઇ ગયાં, તો પછી એ માર્ગના પ્રકાશક શ્રીમહાપ્રભુના શ્રીચરણારવિંદમાં નિષ્ઠા-ભાવ ભક્તિ ક્યાંથી ? (કેવળ જાહેર સ્થળોમાં પોકળ લાભ ઉપાર્જીત દ્રવ્ય વૃદ્ધિ હેતું મનોરથો, વ્રજયાત્રાઓ થાય. ભક્તિ નહીં.) એના વિના શ્રીપ્રભુને પ્રસન્ન કરવાનું એક જ સાધન તે દૈન્ય ક્યાંથી આવવાનું ? શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે આ સમયમાં તો નથી સન્માર્ગની મર્યાદા કે નથી શ્રીમહાપ્રભુમાં અનન્યભાવ વડે નિષ્ઠા કે નથી દીનતા. ૫

न वा तद्वाक्यपरता न वैराग्यं तथाविधम् ।

न यथअलाभसंतोषः कथं कृष्णः प्रसिदती ।। ६ ।।

શ્રીમહાપ્રભુજીએ જે જે હિતાર્થવચનો આજ્ઞા કરેલાં છે તેમાં તત્પર્તા તેમજ એવું પરમ વૈરાગ્ય પણ નથી રહ્યું. શ્રીપ્રભુના, શ્રીગુરુના, ભગવદીયોના મુખથી પ્રકટ થયેલાં વાક્યોને લેશ પણ સંશયયુક્ત થયા વિના અનુસરવું, એ પ્રમાણે જ ચાલવામાં તત્પર થવું, એવો પરમ દાસધર્મ કયે ઠેકાણે અસ્તિત્વ ધરાવે છે ? શ્રીપ્રભુથી પૃથક્ પદાર્થોમાં રહેલી

આસક્તિનો સંપૂર્ણ ત્યાગ કરવો, શ્રીપ્રભુસેવામાં જ પ્રવણ થવું, એવું વૈરાગ્ય કયા હૃદયને શોભાવે છે? દાસનો ધર્મ છે કે સ્વામીની ઇચ્છાથી જે કાંઇ મળે તેમાં સંતોષ માની લેવો, પરંતુ એવો સંતોષ કયા દાસોમાં જોવા મળે છે? કોઇ સ્થળે નહીં. જ્યારે કાંઇ નથી છતાં પણ કહો છો કે શ્રીપ્રભુ પ્રસન્ન થતા નથી, શ્રીપ્રભુ રાજી રહેતા નથી, તો એ સદાનંદઘન પ્રભુ કેમ પ્રસન્ન થાય? એ પ્રસન્ન થાય એવું શું છે? શ્રીપ્રભુ કાંઇ નથી માંગતા, દ્રવ્ય કે નથી માંગતા સાધનો, માત્ર એટલું ઇચ્છે છે કે તમે દાસત્વધર્મનું પરિપાલન શરણમાર્ગીય રૂપે કરતા રહો. એટલું પણ જ્યારે થતું નથી ત્યારે શ્રીગોકુલેશ કેમ પ્રસન્ન થશે? ૬

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સેવક-વૈષ્ણવો માટે પોતાના શ્રીગુરુદ્વાર-શ્રીગુરુદેવ પ્રતિ સામાન્ય વ્યવહાર

**આશ્રય :-**

શ્રીમહાપ્રભુજીનો આશ્રય માત્ર વાણીથી નહીં, પરંતુ શ્રીમહાપ્રભુજીનાં માર્ગમાં નિષ્ઠા રાખીને કરવો જોઇએ. વળી માર્ગમાં નિષ્ઠા પણ કોરી પોતાની સમજથી નહીં, પરંતુ માર્ગના સ્વગુરુ દ્વારા કહેવામાં આવેલા વચનો અનુસાર હોવી જોઇએ, અને અર્થ પણ માત્ર પોતાની બુદ્ધિથી નહીં, પરંતુ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતને અનુરૂપ અનુવાદત્ સમજવો જોઇએ. વળી અનુવાદ પણ કેવળ પોતાની બુદ્ધિથી નહીં પરંતુ મૂળક્રમ - પરંપરા અનુસાર કરવો જોઇએ. આ બધા પ્રકારમાં પણ પુનઃ શ્રીમહાપ્રભુજીનો દૃઢ આશ્રય તો જરૂરી છે જ.

(શિક્ષાપત્ર :- ૯-૨૬ થી ૨૮)

પુષ્ટિમાર્ગમાં અને શ્રીમહાપ્રભુજીમાં જેને સંશય હોય તે સર્વને આસુરી જાણવા, જીવ દૈવી હોય કે આસુરી પરંતુ જેના હૃદયમાં અવિશ્વાસ છે, તેને શ્રીગોકુલેશ (શ્રીઠાકોરજી) સ્વહસ્તથી સંસારમાં નાખી દે છે અને તેનો અંગીકાર ક્યારેય થતો નથી.

(શિક્ષાપત્ર :- ૨૫-૧૨)

શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથપ્રભુચરણ, શ્રીગુંસાઈજી પ્રભુચરણ, સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ, સ્વગુરુદેવ, સ્વસેવ્યસ્વરૂપથી અધિક અથવા સમાન કોઈને જાણવા નહીં. શ્રીગુરુચરણકમલોમાં દ્દઢ આશ્રય રાખવો પરંતુ અન્ય કોઈ દેવ-દેવીની માનતા, બાધા, દોરા-ધાગા, મંત્ર-તંત્ર આદિ અન્યાશ્રયથી સર્વથા દૂર રહેવું.

**અન્યાશ્રય** :-

અન્યાશ્રય મહાબાધક છે. એક આશ્રય શ્રીજીનો રાખવો. આશ્રય સિદ્ધ થવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે તથા આલોક અને પરલોકમાં સર્વ સ્થળે સુખ પ્રાપ્ત થાય છે. આશ્રય એટલે સ્વપ્રભુ સિવાય અન્યનો મનોરથ પણ પોતાના મનમાં વિચારે નહીં તેમજ અન્ય અવતારોની અપેક્ષા રાખે નહીં. અન્યના શ્રીપ્રભુના મનોરથ પણ અન્યાશ્રય છે.

(શ્રીગોકુલેશપ્રભુ વચનામૃત)

સ્વપ્રભુ, સિવાય અન્ય કોઈનો પણ આશ્રય કરવો એટલે અન્યાશ્રય. અન્યાશ્રય અતિસૂક્ષ્મ છે. તે ત્રણ પ્રકારે થાય છે : મન, વાણી અને ક્રીયાથી, ૮૪, ૨૫૨ અને ૭૮ ભગવદીયોના ચરિત્રોમાં નીચે પ્રમાણે દ્દષ્ટાંતો મળે છે:

**૧. મનથી અન્યાશ્રય** : -

શ્રીમહાપ્રભુજીના સેવક દામોદરદાસ સંભારવાલા (૮૪ વૈ. વા.૩)ની સ્ત્રીને શ્રીમહાપ્રભુજીએ પુત્ર પ્રાપ્તિના આશિર્વાદ આપેલા છતાં પડોશમાં રહેતી અન્યમાર્ગીય સ્ત્રીઓની પ્રેરણાથી લુંડીએ આંગણે આવેલ જ્યોતિષીને પુત્ર કે પુત્રી જન્મશે એ જાણવા પ્રશ્ન કર્યો. દામોદરદાસની સ્ત્રીએ મૌન રહી સંમતિસૂચક ભાવ દર્શાવ્યો. પરિણામે પુત્ર મ્લેચ્છ જન્મ્યો. મનથી થયેલા અન્યાશ્રયનું આ ફળ છે.

**૨. વાણીથી અન્યાશ્રય** :-

શ્રીગુંસાઇજીના સેવકીની એક બ્રાહ્મણી ઊજ્જૈન નજીક રહેતી હતી (૨૫૨ વૈ.વા.૩૮) તેણે પોતાના સેવ્ય સ્વરૂપના દર્શન જમીન માપવા આવેલા એક અન્યમાર્ગીને કરાવ્યા અને જ્યારે આ અન્યમાર્ગીય જમીન માપતાં બ્રાહ્મણીની સહેજ જમીન છોડી દીધી ત્યારે આ વાત સાંભળતાં જ બ્રાહ્મણીએ કહ્યું કે *પૂત, તેં મને જીવાડી*, આમ બોલતાંજ શ્રીઠાકોરજી અંતર્ધાન થઇ ગયા. વાણીથી અન્યાશ્રયનું આ ફળ છે.

## ૩. ક્રીયાથી અન્યાશ્રય :-

શ્રીગુંસાઇજીના સેવક ગુજરાતના પતિ-પત્ની (૨૫૨ વૈ.વા.૨૧૩) હતા, પાડોશમાં રહેતા અન્યમાર્ગીયના ઘેર પૂજાનો વૈભવ જોઇ એક દિવસ પત્ની કુળદેવી લાવી અને પૂજાનો સામાન લેવા પતિને બજારમાં મોકલ્યાં. ગાંધીની દુકાનેથી પૂજાનો સામાન ખરીધતાં, ભૂલથી પોતાના પૈસાની થેલી મૂકીને દુકાનદારની રૂપિયાની થેલી લઇને ઘેર આવ્યા. પરિણામે ચોરીનો આરોપ આવતાં, મુંડન કરાવી અવળે ગધેડે બેસાડી ગામમાં ફેરવવાની શિક્ષા રાજદરબારમાં થઇ. પત્નીએ અન્યમાર્ગીયના સંગથી કરેલા અન્યાશ્રયનું, પતિએ ક્રીયામાં આચરણ કરતાં આવું ફળ ભોગવવું પડ્યું. ક્રીયાનાં અન્યાશ્રયનું આ ફળ છે.

જેવી રીતે ચાતક પક્ષી સ્વાતિ નક્ષત્રનું જલપાન કરવામાં દઢ વિશ્વાસ રાખી જીવે છે તે જ રીતે શ્રીહરિમાં ચાતક વત્ દઢ વિશ્વાસ રાખવો. જેવી રીતે બ્રહ્માસ્ત્રથી બંધાયેલા શ્રીહનુમાનજીનાં બંધનમાં રાવણને અવિશ્વાસ આવતાં બ્રહ્માસ્ત્રનું બંધન છૂટી ગયું તેવી રીતે શ્રીહરિમાં બ્રહ્માસ્ત્રવત્ અવિશ્વાસ કદી કરવો નહીં. અવિશ્વાસ સર્વથા બાધક છે. શ્રીહરિશરણમાં અન્ય જે કંઇ બાધક છે તે સર્વ બાધકોની અપેક્ષાએ અવિશ્વાસ એ પ્રબળ બાધક છે. અવિશ્વાસથી અન્યસંબંધ થતાં આપણો શરણધર્મ નષ્ટ થાય છે.

(વિવેકધૈર્યાશ્રય - ૧૫, શ્રીગોપેશ્વરજી કૃત વિવૃત્તિ)

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

## ષોડશમો લક્ષણ - અપરાધ ન પડે માટે સાવધાન રહેવું.

અબ ષોડશમો લક્ષણ કહેત હે : - જો શ્રીમહાપ્રભુજી ફિરિ કહેત હે જો વૈષ્ણવ હોઇ તાકો સદા સર્વદા અપને મનમેં ભય રાખનો જો મતિ મોતે કછુ અપરાધ હોઇ-યા ભાંતિ ડર રાખનો. તાતે પ્રભુન કે ચરણારવિંદમેં ચિત્ત રાખનો. જો શ્રીઠાકોરજી વિષે પ્રીતિ (ચિત્ત) રાખનો. ઓર માતાપિતાકી સેવા ભલી ભાંતિસો કરની. વૈષ્ણવકો મન લીયે રહેનો. કાહુ અન્યમાર્ગીય વૈષ્ણવસો મિલનો નાંહી. વૈષ્ણવકે સંગ ભગવદ્ સેવા કરની-અરૂ વૈષ્ણવકે સંગ પ્રભુનકે ગુણગાન કરને. અહર્નિશ શ્રીઆચાર્યજીકો સ્મરણ કરનો. ઓર મનમેં ડરપત રહેનો-જો મતિ મોતે કછુ અપરાધ હોય આવે. વૈષ્ણવકો એસે ચાહિયે મોતે જો અપરાધ ન હોય તો આછો હે, ફેરિ શ્રીપ્રભુજી કહેત હે, જો રાજ સેવાકો ભાવ સદૈવ રાખનો. નિત્યલીલા જો હે સો હૃદયમેં રાખની. જો જગતકો સ્વપ્નવત્ જાનનો. ધર્મકો સત્ય કરી જાનનો. વેદ પુરાણ કે વાક્ય સત્ય કરી જાનનો. મન નિશ્ચે રાખનો. પરસ્ત્રી સેવન ન કરનો, અપની સ્ત્રીકો ત્યાગ ન કરનો. યા રીતિ સો રાજ સેવા કો ફલ સત્ય કરિ જાનનો. ઓર વૈષ્ણવ કો યહ યોગ્ય હે જો પ્રસાદ લેનો સો વૈષ્ણવસોં મિલિકે લેનો ઓર ભગવદ્ સ્વરૂપમેં ભેદ-બુદ્ધિ ન જાનનો, ઉનકી આજ્ઞોમેં રહેનો. જો સામર્થ્ય હોય તો વૈષ્ણવકે ઘર જાય માંગીકે જલપાન અવશ્ય કરનો, ભગવદીય કે સંગ મિલિવેકી ઈચ્છા કરની, ઉનકી રહસ્ય વાર્તા અપને ચિત્તમેં રાખની. ભગવદીકી ઉપમા સદૈવ રાખની. તાતે ભગવદ્ સ્વરૂપ ઓર ભગવદીકે સ્વરૂપ કો એક કરિ જાનનો જ્ઞાન સો રહેનો. તાસેં ભગવદીયમેં ઓર ભગવદ્ સ્વરૂપ મેં ભેદબુદ્ધિ ન રાખની. યહ વાર્તા અપને ચિત્તમેં રાખની જ્ઞાન સોં રહેનો. ૧૬

।। ઈતિશ્રી ષોડશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

વલ્લભ સુનો વિનતી હમારી, હમ તો સદા તિહારે હેં।

આપ વિના નહીં કોઉ મેરે, યેહી પ્રણવ્રત ધારે હેં ।। ૧ ।।

ઈતની ઔર કૃપા અબ કીજે, શ્રીમુખ નિહારે હેં ।

શ્રીવલ્લભ વિઠ્ઠલકે હ્રદયમેં બસેં, ગોકુલપતિ પ્યારે હેં ।। ૨ ।।

***।। શ્રીગોકુલનાથ કી જય ।।***